## વાંચક વર્ગને બે બોલ.

અમારા કેટલાએક મિત્રોએ ઇ. સ. ૧૯૦૯ ની સાલમાં એક એવું મંડળ સ્થાપવાની ચર્ચા ચલાવી કે, જે આપણી કોમમાં કેળવણીનો પ્રચાર કરવા અને કોઇપણ રીતે કોમી સેવા બજાવવાને ઉપયોગી થાય; અને તેથી તા.૨૦-૬-૦૯ના રોજ અમો સરવે એકઠા થઇ "ધી શીયા ઇમામી ઇસમાઇલી મિત્ર મંડળ મુંબઇ" નામે એક મંડળ સ્થાપ્યું અને તે છુપું રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો કારણ કે તે વખતે કેટલાએક મંડળો ચાલુ થઇ બંધ પડી જતાં હતાં અને તે બંધ પડવાનું ઉંડું કારણ તપાસતાં અમોને આ મંડળ ગુપ્તજ રાખવાનું વધારે યોગ્ય જણાયું, જે કારણ અમો આજે સિધ્ધ થયેલું જોઇએ છીએ. તે દિવસની શરૂઆતને આજે વર્ષ ૧૦ થયાં છે જે વખત દરમ્યાન આ મંડળે શું શું કામ બજાવ્યું છે તેનો ટુંક અહેવાલ અત્રે રજુ કરવો યોગ્ય થઇ પડશે.

આ મંડળ તરફથી લાઇબ્રેરીઓમાં કેટલીએક જાતની બુકો, તથા ફરનીચર ભેટ અપાણા છે. તેમજ આપણા પાક હાજર ઇમામની સાલગ્રેહ પ્રસંગે નીચે મુજબ ભેટો બહાર પડેલ છે.

૧. સંવત ૧૯૭૦ ઇ. સ. ૧૯૧૪–આપણા પાક હાજર ઇમામની ૩૭ મી સાલગ્રેહ પ્રસંગે કોમી હાજતો ચર્ચતા **પેમ્ફલેટ**ની કોપી ૧૨૦૦ બહાર પાડવામાં આવી હતી.

૨ સંવત ૧૯૭૧ ઇ. સ. ૧૯૧૫–આપણા પાક હાજર ઇમામની ૩૮ મી સાલગ્રેહ પ્રસંગે, આપણા પાક હાજર ઇમામના ફોટા સાથે નસીહતોના ઉમદા બોલોવાળું રંગ બેરંગી મોટા પાનાનું **લીફલેટ** બહાર પાડવામાં આવ્યું હતું.

૩. સંવત૧૯૭૨ ઇ.સ. ૧૯૧૬-આપણા પાક હાજર ઇમામની ૩૯ મી સાલગ્રેહ પ્રસંગે "**અનેરી આશા**" નામે ચમકદાર પેમ્ફલેટ કોપી ૨૦૦૦ ભેટ આપવામાં આવી હતી. તેજ પ્રસંગે ભેટ ૪થી "**અમુલ્ય મોતીની માળા**" ભાગ ૧ લો, કોપી ૧૦૦૦ ભેટ આપવામાં આવી હતી. જેમાં આપણા પાક હાજર ઇમામની નેકનસીહતો તારીખવાર ચુંટી વિષયવાર દાખલ કરવામાં આવી હતી.

૫. સંવત ૧૯૭૩ ઇ. સ. ૧૯૧૭-આપણા પાક હાજર ઇમામની ૪૦ મી સાલગ્રેહના શુભ પ્રસંગે "**અમુલ્ય મોતીની માળા**" ભાગ ૨ જો કોપી ૩૦૦૦, તથા પેલો બીજો સાથે, આપણા પાક હાજર ઇમામના તારીખવાર ચુંટેલા ફરમાનો કોપી ૧૨૦૦૦ કુલે કોપી **પંદર હજાર** આખી દુનીયાના દરેક ભાગોમાં ભેટ મોકલવામાં આવી હતી.

૬. સંવત ૧૯૭૪ ઇ. સ. ૧૯૧૮-આપણા પાક હાજર ઇમામની ૪૧ મી સાલગ્રેહ પ્રસંગે આપણા પાક હાજર ઇમામની નેકનસીહતો વાળું -તે નામદારના ફોટા સાથે **જાડા કાર્ડ** રંગ બે રંગી છાપી કોપી ૧૦૦૦ ભેટ આપવામાં આવી હતી.

૭. સંવત ૧૯૭૫ ઇ. સ. ઇ૧૯૧૯-આપણાં પાક હાજર ઇમામની ૪૨ મી સાલગ્રેના આજના શુભ પ્રસંગે આપણા પાક હાજર ઇમામના ઉપયોગી ફરમાનોની ચુંટણીવાળી "**અમુલ્ય મોતીની માલા ભાગ ૩ જો**" ભેટ બહાર પાડવામાં આવેલ છે.

આ મંડળ તરફથી જે ભેટો બહાર પડે છે તેમાં ઘણીખરી નો નજીવો હદીયો, એટલા માટે રાખવામાં આવે છે કે, તેથી લોકો તેનો સારો ઉપયોગ કરે અને સાધારણ પેમ્ફલેટો માફક જ્યાં ત્યાં ફેંકે નહિ.

આ મંડળ તરફથી ભેટો ઉપરાંત નીચે મુજબ કાર્ય આ મંડ-ળના કેળવણીના હેતુ અનુસાર કરવામાં આવેલ છે.

"ગુલશને એલ્મ" નામની ચોપડી ઇ સ. ૧૯૧૬ માં બહાર પાડવામાં આવેલ છે જેમાં જુદા જુદા વિષયો ઉપર આપણા પાક ગીનાન, મશનવી, કુરાને શરીફની આયતો હદીસો ફરમાન વીગેરે મેળવી દાખલ કરવામાં આવેલ છે, જે વાચજ કરનારાઓ તેમજ સ્કુલમાં શીખતાં બચ્ચાંઓને ઘણી ઉપયોગી થઇ પડેલ છે.

હાલમાં આ બુક "**કોમી ચિતાર**" બહાર પાડવાનો હેતુ એ છે કે, આપણી કોમ અગાઉ કેવી સ્થીતીમાં હતી, હાલ કેવી સ્થી-તીમાં છે, અને કેવા ઉપાયોથી કઇ સ્થીતીમાં આવશે. વીગેરે બતા વી શકાય, આજકાલનો જમાનો ખાલી લેખ કે ભાશણમાં નસીહતો સાંભળવાનો નહિ હોવાથી વાર્તા કે રંગ ઢંગ સાથે જો તેવી ચીજો મીક્ષ કરવામાં આવે તો વધારે અસરકારક થાય તેમ ધારી અમોએ આ કાર્ય હાથ ધરેલ છે. આ બુકની કીમત મુદલજ રાખવામાં આવેલ છે, અને જેમ જેમ વધુ મદદ મળતી જશે તેમ તેમ તેનો હીસ્સો આ બુકનેજ આપવામાં આવશે એટલે પછીના ભાગો વધુ ઝમકદાર બનશે.

આ મંડળ તરફથી બુક ફંડ ખોલવામાં આવેલ છે, જેમાં ના-ણાં ભરનારાઓએ યાદ રાખવું જોઇએ કે, તેઓ જે રકમ ભરે છે તેની પઇએ પઇનો વ્યય સારા કામમાંજ થાય છે, જેનો હીસાબ આ બુકના છેલા ભાગમાં આપવામાં આવશે જે ઉપરથી સમજી શકાશે.

ટુંકમાં આ મંડળનો મુખ્ય હેતુ કોમમાં કેળવણીની પ્રગતી કરવાનો છે અને તે મુજબ આ મંડળ યથાશક્તિ કોશેશ કરે છે એ ઉપર જણાવેલા આ મંડળના કાર્યથી વાંચક

વર્ગ સમજી શકશે. કેટલાએક મિત્રો તરફથી અમને એવી સુચના મળતી રહે છે કે અમારા મંડળે પબલીકમાં આવવું, પણ અમારા લાંબા અનુભવથી એમ કરવું અમોને યોગ્ય લાગતું નથી. આ મંડળ ગુપ્ત હોવાથી, જે આવે તેને મેમ્બરો તરીકે દાખલ કરવામાં આવતા નથી. કારણ કે મેમ્બરો વધારવાથી આ મંડળને કાંઇ વધારે ફાયદો થાય એમ અમારો અનુભવ ના પાડે છે છતાં આ મંડળ આ મંડળના વિચારોને મળતા થાય એવા મેમ્બરોની શોધમાં હમેશાં રહે છે, અને યોગ્ય જણાયાથી દાખલ કરે છે, છતાં આ મંડળ કોમી સેવક હોવાથી, તેને તનમન અને ધનથી મદદ કરવી એ કોમી સેવા બજાવવા સરખું હોવાથી, દરેકે દરેક, કોમી લાગણી ધરવનાર ગ્રહસ્થે આ મંડળ તરફ દીલસોજી ધરાવવાનું આજીજીથી માંગી લઇએ છીયે. આ મંડલના કેટલાક મેમ્બરો, બહારગામ કચ્છ, કરાંચી, સીંધ, બર્મા, આફ્રીકા, કાઠીયાવાડ મુંબઇ વીગેરે જગોએ વસે છે, એટલે કે આ મંડળનો લાભ મુંબઇનાજ રહીશો લે, એવું નથી અને તેથી દરેક જગ્યોએ વસતા ભાઇઓએ આ મંડળને તન મન અને ધનથી સ્હાય આપવા ઉત્સાહી રહેવા વિનતી છે.

છેવટમાં અમારા નિઃસ્વાર્થ કોમી કાર્યમાં અમારા તરફથી કોઇને દીલ દુખાવાનું કંઇ કારણ મળ્યું હોય તો તે માટે માફી ચાહીએ છીએ.

લી૦

**ધી શીયા ઇમામી ઇસમાઇલી મીત્ર મંડળના**
**મેમ્બરોની વતી**
**ગુલામઅલીભાઈ લાલજી.**



આ બધું શું થાય છે? તેની સમજ નહિ પડવાથી મહા મહેનતે હાથ જોડી
આ દેવાંગનાને પૂછવા લાગ્યો. (પાનું ૧૪).

# કોમી ચિતાર.

## પ્રકરણ ૧ લું.

### કોમદેવી દર્શન.

આજકાલ સીતમ મોંઘવારી, કૉલેરા, રોગચાળો વિગેરે આફતો ઉતરી પડી છે. આવા વખતમાં આપણી ખોજા કોમનો ગરીબ અને મધ્યમ વર્ગ અત્યંત પીડાય છે. તેની સ્થિતિનું ભાન નીચેનો દેખાવ રજુ કરશે:—

દરગા મોહોલ્લામાં આપણી કોમનો નોકરીઆત વર્ગ અને ગરીબ વર્ગ વધારે પ્રમાણમાં વસે છે. ત્યાંના માળામાંના એક માળામાં બીજે દાદરે ગરીબ પરંતુ પ્રમાણિક કુટુંબ વસે છે. કુટુંબમાં પચીસેક વર્ષનો યુવક પોતાની ધર્મપતિન સાથે વસે છે, અને પોતાનાં વૃદ્ધ માતાપિતા અશકત અને આંધળાં હોવાથી તેમની ચાકરી બરદાસ્ત કરવામાં પોતાની ફરજની અવધિ થયેલી માને છે. યુવાનનું નામ **કરમઅલ્લી** અને તેની ધર્મપત્નીનું નામ **સકીના** છે. **સકીનાને** પોતાનાં વૃદ્ધ સાસુ સસરાને ઓછું ન આવે અને તેમનું દિલ ન દુખાય એજ ચિંતા સિવાય પુત્ર કે પુત્રીની બીજી ચિંતા નથી કારણ કે દંપતીનું એકનું એક લાડકડુ પાંચ વર્ષનું બચ્ચું, એક બાળકી, બોલકી, રમતીઆળ અને ખુશમિજાજી હોવાથી

માને ચિંતા કરવાનું કોઇપણ જાતનું કારણ આપતી નથી. પરંતુ પોતાના બે વૃદ્ધ વડિલોને આનંદનું સ્થાન અને ઘડપણનું રમકડું થઇ પડેલ છે, અને તેમની વૃદ્ધાવસ્થાના દુઃખી કે સુખી દિવસો પસાર કરવાને સાધન થયેલ છે. **સકીના** સુશીલ અને ખોજા કોમમાં આદર્શ સ્ત્રી છે. તેનાં માતપિતા તેને પરણાવ્યા બાદ તુરત મરણ પામેલ હોવાથી સમજતી થઇ ત્યારથીજ પોતાના શ્વશુરગૃહને પોતાનું સર્વસ્વ માની બેઠેલ છે. જો કે પોતે કાંઇ સ્કૂલમાં શીખવાને ભાગ્યશાળી થઈ નથી છતાં કેળવણીના ઉત્સાહી પતિ પાસેથી થોડું ઘણું લખતાં વાંચતાં તથા હિસાબ રાખવા શીખેલ છે. પોતાનો પતિ તેજ દેવ, અને સાસુ સસરા તીર્થ સમાનના જ્ઞાનનું બીજ તેના કોમળ હ્રદયક્ષેત્રમાં નાની વયથીજ પડેલ હોવાથી તેનું આજે ફાલેલ વૃક્ષ થયું છે. અને તેનાં મીઠાં ફળો આજે તેનો પતિ **કરમાલી** અને તેના સાસુ સસરા ભોગવે છે, તે કાંઇ અંગ્રેજી શીખેલ નથી છતાં ઘરને સાફસુફ રાખવામાં ઘરનો નજીવો કે નિર્માલ્ય સામાન પણ યોગ્ય ગોઠવવામાં એક અંગ્રેજ સ્ત્રીને પણ એક વખત ચકિત કરી નાખે તેવી ગૃહકુશળ છે. આજકાલ ચાલુ જમાનો ભલે ધોરણપર ધોરણ ચડવાને, અંગ્રેજી શીખવાને, ફેશનેબલ રહેવાને એટીકેટથી વાતચીત કરવાને, બહાર છડેચોક ફરવાને, નાટકો સીનેમેટોગ્રાફો જોવાને, ચોપાટી કે બેન્ડસ્ટેન્ડની હવા ખાવાને, ટેલીફોનથી કોઇપણ આદમી સાથે વાતચીત કરવાને, આંખે ચશ્મા ચડાવવાને, ફેશનેબલ ડ્રેસ ટાપટીપથી સજવાને, ગરીબ વર્ગ સાથે

છુટથી નહિં ભેળાવાને, સાસુ સસરાના બંધનમાં નહિં રહેવાને, ધણી પાસે સ્વતંત્રતાના હકો માંગવાને, આખો દિવસ કામકાજ છોડી પ્રેમનાં કે ગપાસ્ટીક પુસ્તકો વાંચવામાં, સર્વ કેળવણી ગણાતી હોય, પણ આપણી આ **સકીના**ને જોનાર જ્ઞાની જન ઉપર જણાવેલ કેળવણી પામેલ મેટ્રીક થયેલ સ્ત્રીને પણ એકદમ છેલ્લે નંબરે ધકેલી મુકશે. ખરી કેળવણી શું? તે જ્યાં સુધી સમજવામાં નહિં આવે ત્યા સુધી તેનું નામ કેળવણી ગણવું એજ એક જાતની મુર્ખાઇ છે. તેવી 'અધુરી કેળવણી કોમને ઉન્નતિપર 'લઇ જવાને બદલે ઉંધે રસ્તે લઇ જઇ અધોગતિ ઉંડી ખીણમાં હોમાવી દેશે.

**સકીના**એ ઘરસંસારી કેળવણી પોતાથી બનતી કોશીશે જ્યાંથી મળી ત્યાંથી લીધી છે. તેની નમ્રતા, નિયમિતપણું અને કરકસર એક નમુનારૂપે આડોશીપાડોશીને દાખલો લેવા યોગ્ય થઇ પડેલ હોવાથી **કરમાલી** પોતાને આવી સુશીલ પત્નિના સંયોગથી પોતાનાં અહોભાગ્ય સમજતો હતો.

**કરમાલી** ફક્ત ગુજરાતી પાંચથી છ ધોરણ સુધી તથા અંગ્રેજી બે ચોપડી શીખેલ હતો છતાં બોહળા વિશાળ વાંચનના પ્રતાપે અને જે તે જાણુવાની ઇચ્છાવાળો હોવાથી નાની ઉમરમાં પણ વધારે અક્કલવાન હતો. પોતાની પત્નિ, માતપિતા વગેરે તરફની ફરજ તે સારી રીતે સમજતો હતો; તે ગરીબાઇમાં ઉછર્યો હતો અને તેનું ભાગ્યદ્વાર હજી ખુલ્યું હતું નહિ. તેણે દશ વર્ષથી દુનીઆના વ્હેવાર

સમુદ્રની સપાટીમાં ઝંપલાવ્યું હતું અને પોતાની શક્તિ મુજબ વામ ભરતો ભરતો આગળ વધતો જતો હતો. આજે તે એક ખોજા વેપારીમાં નોકરી ઉપર છે અને પાંચ રૂપીઆના પગારથી રૂ. ૪૦) ના પગાર પર પહોંચ્યો છે.

જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખત સંવત ૧૯૭૪ ના કાર્તિક માસનો છે. અનાજના ભાવો વધતા ચાલ્યા છે. કાપડથી ગોળ, ખાંડ, શાક, ભાજી સુધીનાં ભાવો ત્રણ ત્રણ ગણા થઇ ચુકયા છે. સસ્તી બજારના વખત કરતાં પગારની આવકમાં ફક્ત રૂ. ૫) નો વધારો થયેલ છે, ત્યારે ઘર ભાડું અનાજ વિગેરેમાં અસાધારણ વધારો થયેલ હોવાથી **કરમાલી**નું લોહી રોજ સુકાતું ચાલ્યું છે. દહાડે દિવસે ભાવો વધતા ચાલ્યા છે ને પૈસાની કિંમત ઘટતી ચાલી છે, એટલે અત્યારનો તેનો રૂ. ૪૦) નો પગાર અગાઉના રૂા. ૧૦) બરાબર થઇ ચુકયો છે. ઘરની ચિંતાથી **કરમાલી**નું દરમાસે લોહી સુકાતું ચાલ્યું છે. અને **કરમાલી**નો ચહેરો ફીક્કાશ મારતો જાય છે. એવી ભયંકર સમયની એક ભયંકર કાળી રાત્રીમાં **કરમાલી**ની અંધારી કોટડીમાં, આ દંપતી વાતો કરતાં સંભળાય છે. અત્યારે તેની વાતો સાંભળવાને ઘાંસલેટની મોંઘવારીના પ્રતાપે અથવા **કરમાલી**ના શોક ભરેલા ચહેરાને લીધે દિવો પણ અદ્રષ્ય થયો છે. રાત્રીનો અગીઆરનો વખત છે. કરમાલી નોકરીપરથી આવી, જમી, પોતાના સાદા પણ સ્વચ્છ બીછાનામાં ઉદાસ ચહેરે પડેલો છે. હંમેશના નિયમ મુજબ કામકાજને અંગે હલનચલનથી થાકીને ઘેર આવેલા પોતાના પતિ **કરમાલી**નાં પગો આજે પણ **સકીના** સ્નેહથી ચાંપી રહી છે પણ **કરમાલી** ખુશમિજાજ અને

પ્રેમી શબ્દો સાંભળવાને બદલે આનંદી ચહેરાપર છવાઇ ગયેલું મહા શોકનું કાળું વાદળ ભયંકર કાળી રાત્રીના ઘોર અંધકારમાં પણ **સકીનાને** ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. જેનો સખત આઘાત તેનાપર થઇ ચુકયો છે. અને પરિણામે પોતાના પતિને શી રીતે ? કયા શબ્દોથી ? અને કેમ આનંદ પમાડવો તે હૃદયના ઉંડા ભાગ માં શોધી રહી છે. આ તરફ **કરમાલીના** શોકના વિચારો કેમે કરી સમાતા નથી અથવા તેનું કોઇપણ પ્રકારે હૃદયમાં નિરાકરણ પણ થતું નથી અને મનમાં અનેક નવી નવી ગુંચવણો ઉભી થતી જાય છે. પોતાનો નજીવો પગાર, ચાલતો સખત મોંઘવારીનો સમય, તથા પોતાનો ગરીબ પણ મર્યાદાશીલ સંસારનો વ્યહવાર યાદ કરતાં પોતાના કર્મોને ઠપકો આપતાં પોતાની લાચાર સ્થીતિપર વિચાર કરવાની સાથે **કરમાલીનાં** હૃદયનાં ઉંડા ભાગમાંથી અજાણ્યે એક "આહી" નીકળી પડી; અને તે આહી સાથેની અદ્રશ્ય વીજળી કોને ભસ્મીભુત કરશે તે સમજવાનું મુશ્કેલ હતું. આ કડાકાએ ભયંકર કાળા જંગલમાં સુતેલ હરિણીને જેમ સિંહની ગર્જના ચમકાવે તેમ **સકીનાને** સેવા સમાધિમાંથી ઓચિંતી ચમકાવી, ચમકતાં જેમ હરણી ગુફામાં નાસી લંપાઇ જવા દોડે તેમ **કરમાલી**-નાં હૃદય ઉપર પડી, દ્રઢ આલિંગન સાથે જે જ્વાળામુખી હૃદયમાંથી આહીરૂપી કડાકા સાથે આંસુનો ધગધગતો રસ નીકળ્યો તે અટકાવવા યથાશકિત હૃદય દાન સાથે ઠંડક કરવા મથવા લાગી. સુનેરી ઘંટડીના ઝીણા નાદ માફક પ્રેમદાના સુકોમળ મુખમાંથી મધુર શબ્દો ઝરવા લાગ્યા. મધુરા અને શીતળ શબ્દોએ **કરમાલીના** ઉક-

ળતા હૃદયને શાંત ન કર્યું. તેલની ઉકળતી કડાઇમાં જેમ શીતળ પ્રવાહી ભડકારૂપ થાય તેમ **સકીના**ના શબ્દો કાર્ગત્ત ન નીવડયા, પણ ઉલટા આંસુની ધાર અને હૃદયના ધબકારાને વધાર્યા. **સકીના** શું બોલે છે, તે પ્રિય વાંચક જરા સાંભળ—

"વહાલા! અફસોસ ન કરો, તમારી હાય મારા હૃદયને બાળી ભસ્મ કરે છે! પ્રિય! દીલગીર ન બનો! મારાથી જો કાંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરો! હું તમોને પાલવ પાથરૂં છું" એટલું બોલી **સકીના** ગળગળી થઇ ગઇ. તેના શબ્દોમાં વજન વધતું લાગ્યું અને એક એક શબ્દનું વજન મણ મણ થતું લાગ્યું. શબ્દનો વધારે બોજ તેના નાજુક કંઠે સહન ન કર્યો કે જીભે ન કર્યો કે હૃદયમાંથી ઉંચે ન ચડી શકયો તે ગમે તેમ હોય, પણ તેના વજનના શ્રમથી થતો પરસેવો આંખો મારફતે ટપકવા લાગ્યો. **કરમાલી** બોલવા હોઠ ઉઘાડે છે પણ શબ્દો હોઇ બહાર નીકળી શકતા નથી. મહા મહેનતે **કરમાલી** પોતાની પ્રિયતમા ભાગ્યણીને માથે હાથ ફેરવતાં ઉચ્ચાર કરી શકયો.

"ન રડ! પ્યારી પ્રિયતમા ન રડ! આ દુ:ખી, અભાગી સાથે તારૂં ભાગ્ય પડયું તેને વધારે અભાગી ન બનાવ!! તું મારી સુશીલ પત્ની, મારી આંખોનું રત્ન, મારા દુ:ખી દીલનો વિસામો, વધારે દુ:ખી ન બન! તારો અપરાધ હું ક્ષમા કરૂં? એ બોલજ મને રડાવે છે. ને તારો દોષ જો હું ગણતો હોઉં તો હુંજ અપરાધી ઠરીશ. પ્રિયા! તેં કદી મારો અપરાધ કર્યો નથી. તેં કદી મારા

દીલને દુભાવ્યું નથી. પણ હુંજ અભાગી તમારા સર્વ દુઃખનું કારણ થઇ પડયો છું. પ્રિય! મારા બળતા હૃદયની જ્વાળા બહાર ન કાઢવાથી અંદર ધુંધવાઇ, બળથી મારા હૃદયને ફાડી ન નાખે એ ભયથી તને મારો તે ઉભરો જણાતું છું. તારૂં નાજુક હૃદય-કમળ એ જ્વાળા ખમવાને અશક્ત છે શું કરૂં? હાય! કોને કહુ? ક્યાં જાઉં?" એમ કહી **કરમાલી** ખુલ્લે હૃદયે રોઇ પડયો. એક બાળકની માફક મર્યાદાની હદ છોડી રોઇ પડયો. તેનું રૂદન સાંભળવાને **સકીના** સિવાય કોઇ નહિં હતું, બહાર સુતેલ પોતાની વૃધ્ધ માતાને આ રૂદનની ખબર અતિ દુઃખ કરશે એ ચિંતાએ વધારે અવાજ થતો અટકાવ્યો; છતાં ચીચોડામાં પીલાનું હૃદય આંખોદ્વારાં રસ કહાડતાં ચીચવાટ કરતું હતું. બાજુના પારણામાં બેબી, તેની એકની એક લાડકી, ફાટેલાં થીગડાંવાળા પણ ધોએલાં સ્વચ્છ કપડામાં વીંટાઇ ઘસઘસાટ ઉંઘતી હતી. તેનું નિર્દોષ મુખ, તેની બીડાએલ આંખો, તેનું નિઃસ્વાર્થ હૃદય ગમે તેવા પાપીમાં પાપીને હાથ જોડાવવાને તત્પર હતું. તેની ઉંઘનો સ્વર કરમાલીના કર્ણમાં પડયો અને તે સ્વરે **કરમાલીના** હૃદયના બળતા ઉભરને પ્રીતિના શીતળ હીલોળાથી ઘડીભર શાંત કરી દીધું. **કરમાલી** સફાળો ઉઠયો પોતાની પ્રિય પુત્રીના તરફ ફર્યો અને અંધારામાં પણ પોતાની પ્રિય પુત્રીને ચુમ્બન લઇ, ખુદાઇ નિર્દોષ મુર્તિને, **સકીના**ના પ્રેમી પ્રસાદને, છાતી સરસી ચાંપવા લાગ્યો. અને તેની ઉંઘ ન ઉડે તેની સંભાળ રાખવા લાગ્યો. તેનાથી બડબડી જવાયું, તેનાથી બોલાઇ જવાયું:—

"મારી મધુરીના મધુર પુષ્પ! મારી ચિંતાઓની બળતરાને શાંત કરનાર એકની એક શીતળતા! તું મારે ત્યાં જન્મી શું સુખ પામી? મારી લાડલી, તને સુંદર રેશમી ફ્રાક પહેરવાનું મન થાય, તો તું કોની પાસે માંગીશ કે, "પે મુટે રેશમી ફ્રડાટ થપે" ઓ પ્રિય બાલક! હું તારા એ કોડ પૂરા પાડવાને અશક્ત છું. અરેરે!!! જ્યાં ઘરનું પોષણ પણ આવા સમયમાં તારી માતાની કરકસર બુદ્ધિથી માંડ માંડ ચાલે છે, ત્યાં તારા બાળક હૃદયની મીઠી કોડ મારી લાડીલી હું શી શી રીતે પુરી શકું? હાય! અફસોસ!! શું મારી બધી જીંદગી ઘરનાં માણસોને દુઃખ થવાનેજ જશે? ઓ મૌલા! તારી મદદ!!!!! આટલું બોલવા સાથ તે ફરી પાછો ગળગળો બની ગયો. **સકીના** પણ પતિની આ હાલત જોઇ ઉંડા નિશ્વાસથી **કરમાલી** તરફ એકી ટસે દ્રષ્ટિ કરી પોતાના પ્રેમી હૃદય અને સ્નેહ ભરી આંખોમાં આંસુ વહેવારવા લાગી.

**કરમાલી** અને તેની વફાદાર પત્નીની આ ચિંતાનું કારણ ઘરભાડાને લગતું છે. તેઓ જે કોટડીમાં રહે છે તે માળો એક શ્રીમંત ખોજાનો છે. ઘરધણી લોભી અને દયાહીન હોવાથી ભાડુતપર ત્રાસ ત્રાસ વરતાવવાની સુચના, ભાડું ઉઘરાવનાર ભૈયાને મળતી રહે છે: અને તે એ બદામનો ભૈયો **કરમાલી** જેવા રંક પ્રમાણિક માણસને સતાવવામાં પોતાની બહાદુરી સમજે છે. જો કે ભૈયો ઘણા તોફાની ભાડુતોની માર ખાઇ આવે છે પણ ગરીબ, નીરાધાર, નિર્બળ, ઇજતદાર માણસોને ગાળગલોચ અને અપમાન કરી સતાવવામાં બાકી

રાખતો નથી. હા કદાચ એકાદ ખનખનતો સુરીદ રૂપૈયો ખનખન કરતો આસ્તે ભૈયાજીના ગજવામાં પડી જાય તો, એકાદ માસ ગુપચુપ ચાલ્યો જાય, પણુ તેની એ ઇમાનીને ઉત્તેજન આપવાનું આપણો **કરમાલી** પાપ સમજતો હોવાથી આજે મોંફાટ ગાળો સાંભળી આવ્યો છે એટલુંજ નહિ. પણ "કલકેકલ ભાડા ચુકાદે હિંતો ઘરકા સામાન ફેંક દુંગા" ની ભૈયાજીની આપ ખુદી નોટીસ પણ મળી ચુકી છે. **કરમાલીએ** ઘણી વખત જોયું છે તેથી ભૈયાજીનો વિશ્વાસ તેના મનમાં પેસી ગયો છે. **કરમાલી** કાયદાસરનાં પગલાં લેવાનું સમજે છે પણ તેમાં આટો ને આવરદા બે જોઇએ એ પણ જાણે છે. વળી "મોટા સાથે ટુંકો જાય, મરે નહિં તો માંદો થાય" તેથી તે ઇલાજનો વિચાર કરતાં પણ તેને કંપારી છૂટે છે. અંતે **કરમાલીએ** વિચાર કર્યો કે સવારમાં ઘરધણીને મળવું અને થોડા વખત સુધી બીલ થોભરાવવું. **કરમાલી** જાણે છે કે ઘરધણી નીચ લોભી અને દુષ્ટ હોવાથી તેના તેવા પગે પડવાનો ઉંધો અર્થ લઇને વધારે અપમાન કરવામાં માન સમજશે પણ તે સિવાય બીજો ઇલાજ શો હતો?

સવારના ચાર વાગ્યા. **કરમાલી** ઉઠયો, પોતાની પત્નીને ઉઠાડી, હાથ મોં ધોઇ બંને જમાતખાને ગયા. જમાતખાનેથી આવી સવારનો નાસ્તો કર્યા વગર સીધો ઘરધણીને મળવા માટે ચાલી નીકળ્યો. **સકીનાને** કહ્યું કે જો ભેયો આવે તો કહેજે કે "શેઠને મહોડે ગયા છે."

ઘરધણી ચોપાટીપર એક બંગલામાં રહે છે **કરમાલી** દરવાજે

જઇ શમોસીને શેઠને મળવા જણાવ્યું. શમોશીએ એક કલાક ભોભવાનું કહ્યું કારણકે શેઠ સવારના આઠ વાગ્યે પથારીમાંથી ઉઠી, નાસ્તો પાણી કરવા બાદજ કોઇની પણ મુલાકાત લીએ છે. હા! તેમાં અંતરાય એટલો કે જો કોઇ સારો પૈસાદાર માણસ હોય કે, અમલદારી વર્ગનો માણસ હોય, તો તુરત ખબર આપવામાં આવે અને શેઠ પણ દોડતા સામા તેડવા આવે લક્ષ્મિના માનીતા ચેલાઓને જે માન મળે તે આપણા **કરમાલીને** કયાંથી હોય? **કરમાલીને** તેવા માનાપમાનની ચર્ચામાં ઉતરવાનો અત્યારે સમય નહિં હતો. **કરમાલી** બગીચામાં એક બાજુ બેંચ ઉપર બેઠો અને વિચાર કરવા લાગ્યો કે—"યા બારીતાલા! તારી કુદરત અજબ છે. જ્યાં જરૂર નથી હોતી ત્યાં અઢળક ઢળે છે. મારા જેવા ગરીબને આમ ધક્કા ખવરાવે છે. જે આઠ આઠ વાગ્યે પથારીમાંથી ઉઠે છે, જેને સત્ય કે અસત્ય, ધર્મ કે નીતિ સમજવા જેટલી બુદ્ધિ નથી કે બુદ્ધિ બહેર મારી ગઇ છે, જે તારી હસ્તી માટે પણ શંકા ખાય છે, જે તારો પણ અનાદર કરવાને ચુકતા નથી એવા જનને લક્ષ્મીથી રેલછેલ કરી મુકે છે! અને મુજ ગરીબ પામર જેવાને રાત દિવસ તને રટયા છતાં કે નીતિથી ડગવાને ડરવા છતાં પેટ પૂરું પણ આપતો નથી? અહા! આ તારો કેવો ઇન્સાફ?"

ઘડીભર આ વિચારમાં ખુદાવિંદને ઠપકો આપતો હોય તેમ તેના ચહેરાપરથી દેખાતું હતું. વળી વિચાર પલટયા. પોતાના કર્મને દોષ આપતો હોય તેમ બબડવા લાગ્યો. "હું કોને દોષ દઉં

છું? યા બારી તાલા માફ કર! હું અજ્ઞાન પામર તારી કળા શું જાણું? તું આદીલ અને રહેમરહેમી છે. આદીલ એટલા માટે કે જે જેવાં કૃત્યો કરે તેને તેવો બદલો આપે છે રહેમી એટલા માટે કે, બંદો હજારો ગુનાહ કરે છતાં, તું તેને રોજી આપ્યા વગર નથી રહેતો. આવા ધનવાનોને હું ધીકારૂં શા માટે? તેઓએ આગલા ભવમાં અનેક દાન દીધાં હશે, અનેક ગરીબોને પોષ્યા હશે, અને સુકૃત્યો કર્યા હશે. મેં તેમાંનું કંઇ નહિં કર્યું હોય! ખરેખરઃ—

**દીધા વિના ક્યાંથી પામીએ? સુણ સુંદરીરે,**
**નથી આપ્યું જમણે હાથ! ઘેલી કોણે કરીરે.**

નૃસિંહ મ્હેતાનું આ વાકય અક્ષરે અક્ષર ખરૂં છે."

આવા વિચારના વમળમાં ગોથાં ખાતા આપણો યુવક **કરમાલી** વૈરાગ્યપર ઉતરી પડયો. "હા! કોનાં માબાપ? કોની સ્ત્રી? કોનાં છોકરાં? સર્વ આ ક્ષણભંગુર સંસારની લીલા છે!! હું તો એક રૂણાનુબંધને મનુષ્ય દેહી સાક્ષી માત્ર છું. મારાથી શું બને? સહુ સહુના નશીબો સાથે લઇ આવે છે. તેમના ગરીબ કીસમતો સાથે મારૂં ગરીબ કીસમત જોડાયું, અગરતો તેમના અગાઉના પુણ્યના અભાવે મારા જેવાં પૂન્યહિણ મનુષ્ય સાથે તેઓના પારણા પડયા! મેં અનેક યુકિતઓ કરી, ધનનો સંચય કરવા માટે અનેક ધંધાઓ જોયા, પણ મને તો ક્યાંઇ સુજ ન પડી. ક્યાથી પડે? મને નાણું નથી જોઇતું. મને પૈસાવાળું નથી થાવું. હા! મારાપર આવી પડેલી ફરજ અદા કરી શકું, એટલું એ મૌલા આપેતો બસ."

આવા વિચારોમાં લુબ્ધ થતો કરમાલી બેંચ પર આડે પડખે પડયો. રાતની ચિંતાએ પૂરી ઉંઘ લેવા દીધી નહિં હતી. બળતા હૃદયની આગથી નિદ્રા દૂર નાસી ગઇ હતી. આખી રાતમાં ફકત બેએક કલાકની ભાંગી તુટી ઉંઘ લીધી હોવાથી, આંખોમાં ઉંઘનું જોર હજુ ભર્યું હતું. સામેના દરીયા પરથી સીધી ચાલી આવતી મધુર ઠંડી હવાની લહેરી, બગીચામાંના સુગંધી ફુલોનો મધુર પમરાટ, કોકિલાનો મધુર ટહુકાર વગેરે કુરસ્તી સ્પર્શ, ગંધ અને કર્ણ-ઇન્દ્રિઓની વગર માંગે પોતાની બક્ષિસોને, ગરીબ તવંગરનો પક્ષપાત રહીત હોવાથી આપણા આ ગરીબ તરૂણની સ્પર્શ, ગંધ અને કર્ણ ઇન્દ્રિઓને વગર માંગે પોતાનો અમુલ્ય પ્રસાદ પીરસ્યો, ખવરાવ્યો અને તેની લીજ્જતની ઘેનમાં નિદ્રાદેવીએ પોતાનો કોમળ હાથ આ ગરીબ બાળક ઊપર ફેરવ્યો. **કરમાલી** આ સૃષ્ટિની ચિંતાઓ ભૂલી ગયો. અને સ્વપ્ન સૃષ્ટિમાં વિચરવા લાગ્યો. ચક્ષુ આગળ સ્વપ્ન સૃષ્ટિ ઉભી થઇ ગઇ!

જાણે કે સામેના સમુદ્રમાં એકદમ ભરતી આવવા લાગી. આસ્તે આસ્તે વધતાં વધતાં પાણીની સપાટીમાં આસપાસ બંગલાઓ તરતા હોય તેમ લાગ્યા. **કરમાલી** પોતાને આ સમુદ્રના જળમાં એક સુંદર હોડીમાં નચિંત તરતો હોય તેમ લાગ્યો. તેની આસપાસ અનેક જનો ડુબતા, ગબડીયાં ખાતા, ને કોઇ પગ પછાડતા જણાતા હતા. કોઇ કોઇ **કરમાલીની** હોડીને વળગવા વલખાં મારતા હતા પણ પાણીનો એકજ મોજો તેમનાપર ફરી જઇ તેઓને સમુદ્રની તળેટીમાં ધકેલી દેતો હતો સમુદ્ર તોફાની

બન્યો હતો. અને આખી શ્રૃષ્ટિને ગળી જવાને તડફડતો હતો. **કરમાલીએ** ધાર્યું કે આજે પ્રલયકાળનો દિવસ છે.

ઉપર ચંદ્રમા પૂર્ણ પ્રકાશનો હતો. અને જાણે કે સમુદ્ર પોતાની માશુક ચંદ્રિકાને ભેટવા તલપાપડ થઇ રહ્યો હોય તેમ, ઉછળતો હતો. સમુદ્રના આવા તુફાનમાં પણ **કરમાલીની** હોડીને કાંઇ ઇજા થઇ ન હતી. અને તે માટે **કરમાલા** તાજુબ થવા સાથે, ખુદાવિંદ તાલાના લાખો સુખરાના ગુજારતો હતો. ઘડીમાં સમુદ્ર શાન્ત દેખાવા લાગ્યો, **કરમાલીની** દ્રષ્ટિમાં પહાડ કે મકાન કાંઇ નહોતું જણાતું, ઉપર આકાશ અને નીચે તથા આજુબાજુ પાણી વિના કાંઇપણ દ્રષ્ટિએ નહોતું પડતું. એકાએક દુરથી કાંઇ તેજસ્વી ગોળો આવતો જણાયો. તેનું તેજ અપાર હતું, ઉપરનો ચંદ્ર સમુદ્રમાં પડી તરતો હોય એવો **કરમાલીને** ભ્રમ થયો પણ તુરતજ તે ભ્રમ મટી ગયો. કારણકે ઉપરનો ચંદ્ર ઉપરજ લટકતો હતો અને પોતનાં શીતળ કિરણો સમુદ્ર તરફ ફેંકતો હતો. તેજોમય ગોળો નજીક નજીક આવતો જણાયો એકાદ માઇલ દુર જોતાં તેની વચમાં એક સ્ત્રીની આકૃતી જણાવા લાગી. તે આકૃતી નજીક આવતાં સ્પષ્ટ દેખાવા લાગી અને છેક નજીક આવતાં તેની ખુબસુરત સુરત, તેના માથાપરનો સુશોભિત તાજ કે જેના તેજ આગળ ઉપરનો ચંદ્ર પણ ઝાંખો જણાવા લાગ્યો, તે સર્વ સ્પષ્ટ જણાયું.

આ દૈવી સ્ત્રીએ સોળે શણગાર સજ્યા હતા. માથાપર તાજ શોભી રહ્યો હતો. ગળામાં મોતીનો હાર ઝળકાટ મારતો હતો. હાથ-

માં હીરાની બંગડીઓ ચમકતી હતી. આખા અંગે એક મોટો સુશો-ભિત રત્નજડિત ઝબ્બો પહેર્યો હતો. બ્લુ રંગના ચકચકિત મખમલ જેવા કોઇ દેવી કપડા ઉપર હીરા જડિત બુટા અત્યંત દીપી નીકળતા હતા. આ ઝબ્બાની અંદરનો ડ્રેસ ચારે બાજુથી આ દેવાંગનાને વીંટી રહ્યો હતો અને તેથી અંદરના અંગનુ વર્ણન થઇ શકે તેમ નહિં હતું. એક હાથમાં મોટો ઝુંડો પકડેલો હતો. માથા ઉપર તાજના પ્રકાશથી મુખ જળહળી રહ્યું હતું; આંખોની કીકી ઘડી ઘડી પલકતી હતી, અને હોઠો કંઇક સ્તોત્ર બોલતા હતા તાજુબ થવા જેવું એ હતું કે આવી ખુબસુરત દેવાંગનાની મુખાકૃતિ મ્લાન હતી. હૃદયમાં કંઇક શોક હશે તેમ તેના મુખના અવનવા થતા ફેરફારો પરથી સ્પષ્ટ થતું હતું. તે આકૃતિ એકદમ નજીક આવી પહોંચી, સમુદ્રની સપાટીપર પોતાની કેડેથી કંઇ સુનેરી ચાદર જેવું કપડું કાહાડી બીછાવી દીધું; અને પોતે તેના ઉપર ઉભી. **કરમાલીનું** હોડીયું કુદરતી ખેંચાણથી ચાદર નજીક ઘસડાઇ ગયું અને પાણીમાં ડુબતું જણાયું. **કરમાલી** એકદમ કુદકો મારી ચાદરપર જઇ પડયો અને આ દેવાંગનાને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. દેવીએ આશીર્વાદ આપવા હાથ ઉંચો કર્યો અને પોતાની સામે બેસવા ઇસારો કર્યો. **કરમાલી** ધાસ્તીનો માર્યો ધ્રુજવા લાગ્યો, અને આ બધું શું થાય છે? તેની સમજ નહિં પડવાથી, મહા મહેનતે હાથ જોડી આ દેવાંગનાને પૂછવા લાગ્યો "ઓ માતાજી! આપ કોણ છો? આ બધો શું ઉત્પાત થાય છે? મુજ ગરીબને આ બધી ઇંદ્રજાળ જેવી માયા બતાવવાનું શું કારણ? મને કાંઇ

સૂઝ પડતી નથી; આપ મહેરબાની કરી મને સમજાવો. હું પાપી, અધમ બાળક છું, દયા કરો અને મારા મનનો સંશય દૂર કરો.”

દેવાંગનાની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં, સોનેરી ગાલોપર આંસુના બિન્દુ હીરાની માફક ચમકવા લાગ્યાં. **કરમાલી** આ જોઈ આશ્ચર્યચકિત થયો. વળી નમન કરતાં પૂછ્યું “ માતાજી! આપ શા માટે દીલગીર થાઓ છો? આવા વૈભવી પોશાકમાં હોવા છતાં, આવી મહાન શકતી ધરાવનારાં હોવા છતા, આવાં તેજસ્વી હોવા છતાં આપની આ દીલગીરીનું શું કારણુ છે? મને કૃપા કરી કહો!”

દેવાંગનાએ હાથ ઉંચો કરી **કરમાલીને** પોતાની નજીક બોલાવી બેસાડયો, અને માથે હાથ મૂકી આશીર્વાદ આપતી હોય તેમ કહ્યું. “વત્સ! સુખી રહે! દીર્ઘાયુ ભોગવ! તારી શંકાનું હું નિરાકરણ કરૂં છું. સાંભળ! હું અસલ હિંદુસ્તાનની રહીશ છું. મારી ઉમર આજે લગભગ પાંચસો વર્ષની થઇ છે. છતાં હું વૃદ્ધ નથી. હું તો હજી ઉછરતી છું, યુવાન નથી થઇ. મારી જીન્દગી ઘણી લાંબી છે, બલકે કયામત સુધીની મારી જીન્દગી છે, એમ કહો તો ખોટું નથી, યાને હું અમર છુ. જીર્ણાવસ્થા મને આવે તેમ નથી. મારી ઉત્પત્તિ સાંભળ—ઇસ્વીસનની ૧૫મી સદીમાં મારો જન્મ ગણાય છે. મારી માતા તે **ભારત** માતા છે. મારા આગલા અવતારમાં હું અનેક હિન્દુ જ્ઞાતીમાં છિન્નભિન્ન હતી. તેમાંથી ચુંટી કેટલાએક મહાત્માઓએ મને એક સ્થળે કરી, એટલે ત્યારથી હું ગર્ભરૂપે રહી એમ કહો

તોપણ ચાલે. મને મજકુર પરોપકારી મહાત્માઓ તરફથી હમેશાં પોષણ મળતું રહ્યું હતું અને તેઓ તરફથી મને મારી વૃદ્ધિ માટે હમેશાં પુરી ખોરાક મળતો હતો. આથી હું ગર્ભમાં પોષાઇ અને આશરે ચારસો વર્ષ બાદ મારો જન્મ થયો. મારા જન્મ થતી વખતનો સાક્ષી તે વખતના મહાત્મા પીર **સદરદીને** મને ઘણી સંભાળથી ઉછેરવા માંડી. મારૂં અંગ કોમલ છતાં રોગહિન હતું. ત્યારબાદ તેમનાં ફરજંદ પીર **હસનકબીરદીને** બાલ્યાવસ્થાના ઘણા કોડ પૂર્યા. અને માનવીના પાંચ વર્ષના બાળક જેટલી મારી ઉમર થઇ. હું હસતી ખેલતી આનંદ ભોગવવા લાગી બાળક જેવી હું તદન નિર્દોષ હતી. ખેલવું, હસવું, અને આનંદ કરવો એજ મારૂં તે વખતનું કર્તવ્ય. તે મહાન પીરોના હાથમાં મારૂં શરીર-પોષણ હોવાથી મને હીર્સ, હવસ, લોભ, લાલચ, માન, અપમાન, સ્વાર્થ, દુશ્મનાવટ વગેરે રોગોની કાંઇ પણ અસર નહોતી થઇ. મારૂં આખું શરીર ઘણુંજ ચંચળ બન્યું અને મારૂં અંગ ચકચકિત સોના જેવું રોગ રહિત હતું. અહા! શું તે વખતનો મારો આનંદ!! મારા દરેક અંગમાં કેટલી સ્ફૂર્તિ! હા! તે વખતે મારા કપડા ફાટેલ તુટેલ હતાં, મારા માથાપરનો તાજતો આવોજ ચકચકિત હતો પણ મારા અંગની આવી નિરોગી સ્થીતિ હોવાથી તે તાજને વધારે ચળકાટ મારવાનું કાંઇ કારણ નહિ હતું. તે વખતે મારૂં તાજ આ નહિ હતું પણ તેને મળતું બીજું હતું, અને તેમાંથી પણ પ્રકાશ આંખને આંજી નાખે તેવો પડતો હતો. જો કે હું બાલ્યાવસ્થામાં હોવાથી અને મારા તાજમાં ખરૂં તેજ બહાર નહિ પડેલ હોવાથી હું જગની આંખે નહોતી




" અબે તુમ સુનતા હે કે નહિ? નહિ તો હમ ધક્કા મારકે બહાર નિકાલેગા." (પાનું, ૨૫)

ચઢી; અરે! મને કોઇ ઓળખતું પણ નહિ હતું, કારણ કે મ્હોટી ઉમ્મરનાં મનુષ્ય આગળ આવાં નાનાં બાળકની ગણત્રી કાંઇ હોતી નથી. મારી દાઇઓ મને ઉછેરવાને અથાગ મહેનત કરતી અને આજનો સુંદર તાજ મારાપર આવે તો હું કેવી શોભી રહું? એ તેમની અંતીમ ઇચ્છા હતી અને આ તાજ જેવો શુશોભીત છે, તેને લાયક બનાવવાને તેઓ અથાગ મહેનત કરતી હતી. અને તે વખતની મારા શરીરની સ્થીતિ જોતાં, મારૂં સ્વચ્છ અંતઃકરણ જોતાં, તેઓને મારા માટે પૂર્ણ આશા હતી. મારી તે દાઇઓ આસ્તે આસ્તે રહેલત ફરમાવી ગઇ. મને તેવી બીજી દાઇઓ મળી નહિ, પણ ગર્ભાવસ્થાથી આટલી ઉમર સુધી મને સારી રીતે ઉછેરેલ હોવાથી અને મને ચિંતાનું કારણ કાંઇ નહિ હતું. મને સારી દાવણ ઉછેરનાર મળે કે નહિ છતાં મારૂં શરિર દ્દઢ અને અંતઃકરણ સાફ હોવાથી મારાં અંગની અંદર આગળની દાઇઓનું નીરોગી બળવાન દુધનું લોહી વહેતું હોવાથી, અનેક દર્દોના જોરમંદ હુમલાએ કાંઇપણ અસર ન કરી. આસ્તે આસ્તે દુનીયાની હવામાંજ ફેરફાર થવા લાગ્યો. મારા જેવી મારી બીજી બેનપણીઓ મોટી ઉમ્મરની હોવા છતાં હવા ફેરને લીધે અનેક રોગની ભોગ થઇ પડતી જણાઇ.

શરિર નીરોગી રહેવા માટે પ્રથમ શિક્ષણ વ્યાયામની અનેક રીતો મારી હીતચીંતક દાઇઓ તરફથી મને મળી હતી એટલે હું તે દરરોજ કરતી હોવાથી, હવાના બગાડાથી પણ મને કાંઇ વધારે અસર ન થઇ. આસ્તે આસ્તે મને સુરતી

ચડવા લાગી. મારા હિત ચિંતકો જેમણે મારાં શરિરને સંભાળવા તથા કાયમ નિરોગી રહે એવી અનેક યુક્તિઓ બતાવી હતી અને શિખામણો આપી હતી, તે સર્વનો લોપ કરવા લાગી. રોજની વ્યાયામની ક્રિયાનો પાઠ મને શીખવવામાં આવ્યો હતો, તે મુજબ તેમાં ખાડા થવા લાગ્યા અને ત્યારથી મારી અસ્વસ્થ હાલત શરૂ થઇ.

પ્રથમ તો **સ્વાર્થ** રોગે મારાં અંગમાં પ્રવેશ કર્યો. આ રોગે ઘર કર્યું તેની શરૂઆતની મને ખબરજ ન રહી. પ્રથમતો આ રોગથી મારાં અંગમાં ખુજલી થતી હતી અને તેને ખજવાળી જેમ સંતોષતી તેમ વધુ પીડા થતી લાગી. આસ્તે આસ્તે મારાં અંગમાં **લોભ** રૂપી ફોલીઓ થઇ અને તે ફુટી. તેનો ચેપ આખાં અંગમાં ફેલાણો. ફક્ત તાજના કોઇ રશાયણી રોશનીને લીધે કે ખુદાવંદતાલાની રહેમથી મારાં મોઢાંપર તેની અસર કાંઇ પણ ન થઇ. મારાં પગના અંગુઠાથી તે ઠેઠ ગળાં સુધી આ રોગ ફેલાઇ ગયો, સાથે અન્ય રોગો પણ આવી લાગ્યા, જેવા કે હીર્સ, હવસ, દુષ્મનાઇ, ઇર્ષા વિગેરે અનેક દુષ્ટ રોગો મારા અંગમાં ફેલાણા અને તેથી દયા, લાગણી, પ્રેમ વગેરે સ્ફુરતીયો આસ્તે આસ્તે પલાયન કરી ગઇ એટલે સુધી કે બે હાથ ને બે પગને પણ ટંટો હોય એવું લાગ્યું. એક બીજા અવ્યવોમાંથી મ્હોબત ઊડી ગઇ, જ્યારે આસપાસની હવાએ તે પર ઘણી ખરાબ અસર કરી.

કરમાલીએ પૂછ્યું "માતાજી ત્યારે તો તમારા હિત ચિંત-

કોની ઇચ્છાઓ ધુળ ધાણી મળી. તેમણે તમારા માટે કેટલી મ્હેનત કરી ? ત્યારે તમને આ તાજ કેમ પ્રાપ્ત થયું ?"

**દેવીએ કહ્યું—**

"તારો પ્રશ્ન વાજબી છે, હું તેજ હવે કહું છું. મારી આવી બગડતી પ્રકૃતીની ખબર તે મહાત્માઓએ પોતાની અગાધ શક્તિથી મેળવી હોય કે ગમે તેમ હોય પણ જે તાજ તેઓ મારા સર પર રાખવા માંગતા હતા અને જો હું એવી નિરોગી સ્થીતિમાં જુવાન બની હતે અને તે તાજ મને મળતે તો હું કેવી ખુબસુરત લાગતે, તે વિચાર આવતાંજ મારાં અંગમાં આનંદની ઝણઝણાટી છુટે છે. પણ તે સુખ હવે કયાંથી મળે ? કદાચ સંભવે તો પણ મોડું. આવી ઘર કરી ગયેલ વ્યાધીઓને રસાયણ પ્રયોગની જરૂર છે અને એવો ખરો રસાયણી કોઈ આવે ત્યારેજ બને તેમ લાગ્યું. મારા મર્હુમ હિતચિંતકોએ પોતાનાં આત્મબળથી પોતાના મહાન મૌલા કે જેઓ તરફથી તેઓ મારા માટે આવ્યા હતા અને મારા માટે આટલી મ્હેનત કરી હતી, તે મૌલા પાસે સ્તુતિ અને આજીજી પ્હોંચાડી. મૌલાએ મહેર કરી પોતે આ મુગુટ રૂપે મારાપર બીરાજવા મારી વારે આવ્યા અને તે મૌલાએ મને શોભાવી નાંખી. જ્યાં તે પાક જાતનું તેજ મારાં અંગપર પડે છે, ત્યાં ત્યાં હું શોભી નીકળું છું, અને તે તેજમાં ઉદ્‌ભતી રસાયણ જે જે અવ્યવમાં દાખલ થાય છે, ત્યાં ત્યાંનો રોગ નષ્ટ થાય છે. જે રોગ નષ્ટ નથી થઇ શકતો તે ભાગ પર તાજની રોશનીમાંથી વિજળીક અસર પેદા થઇ, તેને બાળી ભષ્મ કરી બીગડાંની માફક ઉખાડી નાંખે છે.

આવાં કેટલાંક ભીંગડાં ઇસ્વી સન ૧૯ મા સૈકામાં ઉખડી ગયાં અને તેનો ઘા હજુ પુરો રૂઝાણો નહિ હતો ત્યાં, વીસમી સદીની શરૂઆત માંજ ભીંગડાંઓનો મોટો ભાગ તેવીજ રીતે ઊખડી ગયો. આ વખતે મને બહુ વેદના થઇ અને મારાં શરિરના બધા અવ્યવો ત્રાહે ત્રાહે પુકારવા લાગ્યા. જેમ એક અસાધ્ય ગુમડાં માટે નસ્તર મુકતાં જે પીડા ભોગવવી પડે છે, તેટલીજ પીડા મારાં આખા અંગને વ્યાપી ગઇ. હું હજી તેની પીડામાં બીમાર છું, મારાં અંગનાં આ કવખત વિકારોએ મને ઘણુંજ દુઃખ પમાડયું, પણ શું કરૂં ? જો તે વિકારને આ મુજબ નષ્ટ ન કરવામાં આવતે તો, મારૂં અંગ સડી જતે. હજુ આવા કેટલાક અસાધ્ય વિકારોનો ઉપદ્રવ મારા અંગમાં છે, તેના પર રસાયણ રોશની ચાલુ છે, અને ઘણો વખત ચાલુ રહેશે, પણ જ્યારે તેમ કરતાં નહિ મટે, ત્યારે વિજળીનાં જોરે ઊખેડી નાંખ વામાં આવશે. અલબત એ વ્યાધીનો હું જ્યારે જ્યારે ખ્યાલ માત્ર કરૂં છું ત્યારે મારૂં અંગ કંપે છે. ઊખડી ગયેલ ભીંગડાંનાં દર્દની દાઝમાં બીજા ફોડાઓ અંગમાં ઉદ્દવા લાગ્યા છે, પણ તે લોહીનો વિકાર હોવાથી તેવા ફોલ્લા થવા સંભવિત છે, અને તે થતાં, તે પર રસાયણની અસર નહિ થાય તો, વિજળીક બળ તેનો પણ નાશ કરશે. આમ કરતાં જ્યારે અંગપરનો સર્વ રોગ નષ્ટ થશે ત્યારે મારૂં અંગ હલકું થશે અને લોહીનો વિકાર મટશે ત્યારે મારૂં અંગ સુવર્ણ સરીખું થશે. પ્રયોગો ચાલુ છે, પણ જેમ ઉતાવળે આંબા પાકતા નથી તેમ મારે હજુ તેમાં ઘણી ધીરજ ધરવાની છે, ઘણું વેઠવાનું છે. આવા રોગોને પરિણામે મારામાં ઘણા દુર્ગુણો

ફેલાઇ ગયા છે જેનું દર્શન તું બીજી કોઇ વખત કરીશ, કારણ કે તે દર્શન કરવા કેટલીક સામગ્રીની જરૂર છે, જે હાલ હું સાથે નથી લાવી, બીજી વખતે બતાવીશ"

આટલું બોલી દેવાંગના ચુપ રહી. **કુરમાલી** આ બધું શું બોલાઇ ગયું તેનો અર્થ સમજી ન શક્યો. વિમાસણમાં પડી ગયો, પણ એટલામાં તે દેવાંગનાના મોઢામાંથી શબ્દો ઝરવા લાગ્યા.

"તું અંદેશો ન કર. અત્યારે તે બધો ખુલાસો હું તારી પાસે કરી શકતી નથી. તું શાન્તિથી આ બાબતનો વિચાર કરીશ તો તે તુરત સમજાશે. હાલતો એટલુંજ કહું છું કે હું **ખોજા કોમ** છું, મારાં માથાંનો તાજ તે ખોજા કોમના વડા અને જેની કિર્તિનો ઝળકાટ આખી પૃથ્વિને આંજી રહી છે તે, **ઇસમાઇલી હાજર ઇમામ સર સુલતાન મહુમદશાહ** છે. તેજ તાજનાં અલૌકિક તેજને લીધેજ આજે આ સમુદ્ર આટલો તલસી રહ્યો હતો, ઉછાળા મારી રહ્યો હતો અને તેના સ્પર્શ સાથે મંદ થઇ ગયો. આટલો ખુલાસો કરવોજ અત્રે બસ થશે, તે ઉપરથી તું વધારે ભાવાર્થ સમજી જજે. હાલ વધારે વખત નથી, બીજી વખત ફરીથી મળીશ. **યા અલી મદદ"**

**કુરમાલી** કાંઇ બોલવા જાય છે ત્યાં તો સર્વ અદ્રષ્ય થઇ ગયું. ન મલે ચાદર કે દેવાંગના! ન મળે દરીયો કે પાણી પણ પોતાને કયાંઇ ઊંચેથી કોઇ ફેંકી દેતું હોય તેમ લાગ્યું અને એકાએક જુએ છે તો પોતાને બગીચામાં બાંક નીચે પડેલો જોયો.

" એ સોનેકા જગા હે ? ચલો ખડા હો. " નીં ત્રાડ **કરમાલીના** કાનમાં પડી કે **કરમાલી** એકદમ ઉઠયો અને અલૌકીક સ્વપ્ન સૃષ્ટીમાંથી આ જગામાં હોવા માટે પોતાને અભાગી સમજવા લાગ્યો. ઘડીયાળના ટકોરા સાંભળયા તો નવ વાગ્યા હતા. **કરમાલીએ** ખાસી બે કલાક ઉંઘ કહાડી હતી અને હજુ તેને મન તો ઘણો થોડોજ વખત લાગતો હતો. ઘરધણી શેઠ આઠ વાગે ઊઠી નારતો પાણી કરી પોતાનાં બે ત્રણ નાનાં બચ્ચાં સાથે બગીચામાં આવી પ્હોંચ્યો હતો. ફરતાં ફરતાં તે **કરમાલી**વાળા બાંક પાસે આવી પ્હોંચ્યો અને ત્યાં **કરમાલીને** સુતેલો જોઇ, તેનો પિતો ઉછળી આવ્યો. રામોશીને હાંક મારી તુરત બોલાવ્યો અને ખુબ ધમકાવ્યો. શેઠના ગુસ્સાએ રામોશીને ઉશ્કેર્યો અને તે ઉશ્કેરણીના જુસ્સાથી **કરમાલીને** કોચ પરથી નીચે ફેંકી દીધો અને ઉપર મુજબ ત્રાડ મારી કહ્યું. **કરમાલી** સ્વસ્થ થયો અને જોયું તો તેની બાજુમાં થોડે દૂર ઘરધણી બે પરવાઇથી જોતો ઉભો હતો. **કરમાલીની** દશા તેણે જોઇ અને તેથી ખુશ થયો હોય તેમ તેના ચ્હેરા પરથી જણાતું હતું. પોતાના જાતભાઇનું આવું અપમાન એ બદામના રામોશીથી થતું જોઇ, પોતે તેમાં માન સમજતો હોય તેમ મલકાતો જણાયો. **કરમાલીને** આવી બે અદબી માટે ગુસ્સો ચડયો પણ **ગરીબનો ગુસ્સો ગરીબનેજ ખાય છે** તેમ જાણતો હોવાથી.

**સો ગાળ સાંખી વીરા ક્રોધ ન કરીએ.**

એ પાઠ **સેજે બાવા બ્રહ્મચારી** માફક પઢી ગયો ને અમલમાં મુકી દીધો.

**કરમાલીએ** શેઠ પાસે જઇ બહુ અદબથી "યાઅલી મદદ" કર્યા, શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો, પણ તેનો તિરસ્કાર કરતો શેઠ ધિઃકકારથી જોઇજ રહ્યો. **મૌલા અલી મદદ** જવાબ આપવાને પોતાને હિણું ગણતો જણાયો અને તેથી તુચ્છકારથી કહ્યું—

" કેમ છોકરા ! બહુ આળસુ લાગેછે ? અહીં, શું બાપદાદાનો બંગલો છે કે આવીને સુઇ ગયો ? જરા ભાન પણ નથી ? બે શરમ !!!

શેઠના હોઠો ધ્રુજવા લાગ્યા. **કરમાલી** શું જવાબ આપે ? જ્યાં જવાબ આપવાનીજ શક્તિ ન રહી હોય, તો પોતાની અરજ કયાં રજુ કરે ? !

**કરમાલી** મહા મહેનતે બોલ્યો—

" માફ કરો શેઠજી ! પ્હેલાં મને એ વિચાર ન આવ્યા કે આપ મારા અહીં બેસવા કે અજાણે સુઇ જવાથી ગુસ્સે થશો, પણ હું તો એમજ સમજતો હતો કે આપ મારી કોમના એક મોટા શેઠ છો અને હું આપનો ગરીબ જાતભાઇ છું જેની મગરૂરી ને કોમાભિમાનને ખાતર આપ જેવા શેઠની માલેકીના બગીચામાં ખાલી પડેલો બાંક જાણે અજાણે જો મારા જેવા તમારા ગરીબ જાત ભાઇના ઉપયોગમાં આવે તો, તેથી આપ જેવા મોટા શેઠતો વધુ ખુશ થાય, પણ હવે મને જણાયું કે તે મારી ભૂલ થઇ છે. માટે હું માફી ચાહું છું. વળી શેઠજી હું આપને મળવા વ્હેલો આવ્યો હતો, પણ આપ આરામમાં હોવાથી આપને તકલીફ આપવાનું મુનાસબ નહિ લાગવાથી જરા આ બાક ઉપર બેઠો અને ઠંડી લ્હેરમાં જરા નિંદ્રા આવી ગઇ. "

" હે લબાડ ! જરા નિંદ્રા આવી ગઇ ? ગમાર ! તારા જેવા ભીખારીને સુવામાટે આ બાક રાખેલો છે કે કેમ ? મને મળવા આટલો-વ્હેલો આવવાનું શું કારણ ? વળી એટલું બધું શું કામ છે કે ઘેર આવ્યો ? ઓફીસમાં મળવું હતું." શેઠે ત્રાડ મારી કહ્યું.

**કરમાલી**એ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યુ " સાહેબ મારા પર ત્રણ માસનું ભાડું ચડી ગયું છે ને આજે ભઇયો ધાંધલ..."

" નહિ નહિ એવી પંચાતી અહી નહિં જોઇએ. જા મહેતાને કહે. ઓફીસમાં જા." શેઠ **કરમાલી**ને વધુ બોલતાં અટકાવીને રોફથી કહ્યું.

" પણ સાહેબ ! " **કરમાલી**એ કહ્યું. " ભઇયો બહુ ધાંધલ કરે છે અને આજે કોણ જાણે..."

" ચુપ ચુપ હું વધુ સાંભળવાનો નથી ચાલતો થા, ચાલ્યો જા ! !" શેઠે ગુસ્સાથી કહ્યું.

" પણ સાહેબ ! " **કરમાલી**એ આજીજી બતાવી.

" બસ બસ પણ બણથી વધુ મગજ નહિ ખા." કહી શેઠે **કરમાલી**ની અનેક આજીજી, કાલાવાલા અને દયામણી દૃષ્ટીની જરાપણ દરકાર કીધા વિના પીઠ ફેરવી ગુસ્સાથી ચાલવા માંડયું.

અનેક ઉંડી આશાઓથી ઉમંગ ભેર આવેલ **કરમાલી**ના મુખ પર ભયંકર નિરાશા અને ગમગીની છવાઇ ગઇ. ભાડું ઉઘરાવનાર ભઇયાના કડક બોલો અને પોતાની પ્યારી ઇજ્જત તથા સમયની બક્ષીહારીના લાચારી તેની નજર સામે ખડાં થઇ ગયાં એક પણ પગલું




તેને સંભાળતા સમજાવતાં **શકીના** તથા તેની વૃદ્ધ સાસુ વચ્ચે પડયા
તો તેઓ પણ તે બેવકુફ ભઇયાની હુલડાઇના ઝપાટામાં
આવી ગયા. (પાનું, ૨૭)

પાછળ હઠવું તેને ઘોર ખાઇમાં પટકાવા જેવું થઇ પડયું. બીજી તરફથી ઘરધણીના તુંદમીજાજ ભર્યા અપમાન કારક શબ્દો તેને પાછો ધકેલવા લાગ્યા. છતાં સર્વ સહન કરી બળતે હૃદયે શેઠની પાછળ જવા ધસ્યો કે રામોશીએ તેનો હાથ પકડી કહ્યું "અભી હમ નહિં જાને દેગા, જાઓ બ્હાર નીકલો."

**કરમાલી**એ સમયને વશ થઇ એક રામોશી જેવાને પણ આજીજી બતાવવાનો યત્ન કર્યો, પણ તે કઠોર માલીકનો અજડ નોકર કાંઇ પણ સાંભળવાને બદલે જોરથી ગાજવા લાગ્યો:—

"અબે તુમ સુનતા હે કે નહીં, નહીં તો હમ ધક્કા મારકે બહાર નીકલગા."

**કરમાલી** રામોશીના આ શબ્દોથી એકદમ સ્તબ્ધ બની ગયો અને શોક, નિરાશા, અપમાન તથા જળેલાં દુઃખી દિલે દુનીયાની વિચિત્રતા વિચારતો બ્હાર નિકળ્યો.

સવારના નવ વાગ્યાનો સમય થયો, છતાં **કરમાલી** ઘેર નહિ આવવાથી **શકી**ના ચિંતા કરવા લાગી. **કરમાલી**નાં માબાપોએ **કરમાલી**ના સમાચાર પૂછ્યા તો કહ્યું કે "કામ પ્રસંગે ગયા છે, તો જરા વાર લાગી હશે." ચાહ તૈયાર હતી પણ **કરમાલી**ની ગેરહાજરીમાં કોઇએ પણ નાસ્તો નહોતો કર્યો. સર્વ **કરમાલી**ની વાટ જોઈ રહ્યાં હતાં, એવામાં ભાડાવાળો ભઇયો આવી પ્હોંચ્યો અને **કરમાલી** માટે પુછા કરી. **કરમાલી** બ્હાર ગયાનું સાંભળતાં એકદમ ઉતરી પડયો.

“ ઈશ્વર ગયા સાલે ચોર ! રાત લેકે ભાગ ગયા ! હમ કબહી નહીં છોડેંગે !” વિગેરે બોલો બોલી ધાંધલ મચાવી મૂકી. ચાલીવાળા તથા આખા માળાનાં માણસો ભેગાં થઈ ગયાં. **શકીના** તથા **કરમાલીનાં** માબાપો શરમાવા લાગ્યાં. હલકટ ભઇયો મોઢાંમાંથી અપશબ્દ કહાડવા લાગ્યો. કેટલાક પાડોશીઓ પોતાને ઘેર ચાલ્યાં ગયાં. સર્વ જાણતાં હતાં કે ભાડાં વસુલ કરવાની આ રીત જુલમી છે, પણ તેઓ ઘરધણીને સારી રીતે ઓળખતાં હોવાથી તે બાબતમાં ચું કે ચાં કરવી, કાલનો દુકાળ આજે પડવાનો હોવાથી કેટલાકો શેઠની ખુશામત કરવા લાગ્યા અને સાથે ભઇયાના ગુણ ગાવા લાગ્યા. “ ભઇયાજી બ્હોત ભલા હે” “ કુછ બોલે એસા નહીં હે, પણ કયા કરે, કીતના સબુર કરે ?” “ જો ભાડું ન હોય કે મોડા વ્હેલું અપાય તો શેઠનું કે ભઇયાનું મ્હોં સાચવવું જોઇએ.” વીગેરે.

જેઓ ઇન્સાફી હતા તેઓએ રફુચક્કર થવું વાજબી ધાર્યું. કજીયો વધી પડયો, ભઇયાજીની જીભ ફાસ્ટ ચાલી અને **શકીના**ને કેટલાંક અયોગ્ય વચનો સંભળાવ્યાં. **શકીના** રોઇ પડી. સાથે બેબીએ કોલાહલ મચાવી મેલ્યું.

વૃદ્ધ ડોસાએ ભઇયાને સમજાવવા અનેક આજીજીયો કરી, પણ તેનો અવળો અર્થ કરી તે બુબક ભઇયો વધુ અને વધુ બકવા લાગ્યો. ડોસાએ કડક પણ મીઠાં શબ્દોમાં તેનો દીકરો આવે ત્યાં સુધી ચુપ રહેવા સમજાવ્યું પણ સઘળું વ્યર્થ ગયું. ભઇયો આથી ઉલ્ટો વધુ ખીજાયો. નાદાન હીમત કરી ઘરનો થોડો સામાન બ્હાર ચાલીમાં

ફેંકવાની બહાદુરી બતાવવા લાગ્યો, ડોસાથી ખમી શકાયું નહિ, તેણે ઊઠી તેને વાર્યો, જેમાં તે અજડ ભઇયાએ સામે મારામારીનું રૂપ ધારણ કરી લીધું. આખા માળામાં હોહા થઇ રહી. બુઢાયે આ અજડને સમજાવવા ઘણો યત્ન કર્યો પણ સઘળું વ્યર્થ ગયું. અંતે **કરમાલીના** દોસ્તની મદદ લેવી ધારી, ડોસો **કરમાલીના** દોસ્તને બોલાવવા દોડી ગયો. પાછળથી ભઇયાને વધારે જોશ ચડયું અને ઘરના સામાન બ્હાર ફેંકવા લાગ્યો. એક તરફ બેબી ગભરાઇને ધ્રુજતાં ધ્રુજતાં ચીસે ચીસ મુકી રડવા લાગી, તેને સંભાળતાં સમજાવતાં **શકીના** તથા તેની વૃદ્ધ સાસુ વચ્ચે પડયાં તો, તેઓ પણ તે બેવકુફ ભઇયાની હુલડાઇના ઝપાટામાં આવી ગયાં. ચાલીનાં સર્વ માણસો ડરથી વીખરાઇ ઘરનાં બારણાં બંધ કરી બેસી ગયાં. એ બધું બન્યું ન બન્યું ત્યાં ભઇયાજી કોઇ પહાડી હાથના એકજ મુક્કાથી ભોંય માપી ગયા. લથડીયાં ખાતો ભઇયો ઉઠયો, પણ તેજ પળે બીજી મુક્કીથી પડી ગયો. બીજી મુક્કી બરાબર લમણાંમાં લાગવાથી ભઇયાને ચકરી આવી ગઇ અને આકાશના તારા નજરે જોવા લાગ્યો, ભઇયાજી શુધ્ધીમાં આવતાં જાણી શક્યો કે, તેના હરીફનો ચ્હેરો અત્યારે લાલચોળ બન્યો હતો. પ્રલય કાળ વખતના શિવજીના ત્રીજા નેત્ર ખુલતી વખતના દેખાવ જેવો ચ્હેરો જોઇ તથા મુક્કીનો સ્વાદ ચાખેલો હોવાથી ભઇયાજીએ બધું ગડબડ કરવાનું મોકુફ રાખી તક શોધી વંજો માપી ગયો

* * * * * *

ખીન્ન ચ્હેરે અને તુટેલ દિલે **કરમાલી** પાછો ફર્યો. સવારના દસ વાગવાનો સમય થયો હતો. ભઇયો ઘેર આવ્યો હશે !

**સકીના**ના જવાબથી પાછો ગયો હશે અને તેથી આજનો દિવસ નિર્વિઘ્ને પસાર થયેલો ગણી મનમાં સ્હેજ ખુશ થયો, પણ તેમાં શું વળ્યું? બીજે દિવસે પાછી તેની તે મ્હોકાણ ઉભી હતી. ઘર ધણીની ઓફીસમાં જવું કે નહિ? તે વિશે વિચારમાં પડયો પણ ત્યાં જવાથી શું વળવાનું હતું? કારણકે દયાહિણ શેઠનો મ્હેતો તેનાજ જેવો ક્રુર હતો. વળી વિષયલંપટ અને દુષ્ટ હોવાથી તેનું મોં જોવામાં પણ **કરમાલી** પાપ સમજતો હતો. "હવે શું કરવું?" એ વિચારે **કરમાલી**ને ઘેર્યો. ઘરે જવા પગ ઉપડતા નહિ હતાં. વિચાર સુન્ય બની ચાલતા **કરમાલી**યે ઉંધો રસ્તો પકડયો હતો, થોડે દુર જતાં ભૂલ જણાઇ અને તેથી ઘડીભર દરીયા કિનારેના એક બાંકપર જઇ લમણે હાથ દઇ બેઠો. વિશાળ સમુદ્રની ઠંડી લ્હેરો **કરમાલી**ના તપેલ મગજને શીતળ કરવા યત્ન કરવા લાગી અને તેમાં તે ફાવી. મગજ શાન્ત થતાં સ્મર્ણ શક્તિ તરી આવી. **સકીના**ના ગરીબ પીતા તરફથી મળેલ **સોનાના દાણા** મારવાડીને ત્યાં રાખવાને મન લલચાયું પણ **સકીના**ની અંગત મિલકતપર હાથ નાંખવાની **કરમાલી**ના હૃદયે ના પાડી.

એક બાજુ તંગદસ્તી, ઇજ્જત જવાની દહેશત, ઘર ધણીની ક્રુરતા, ભઇયાની તુમાખી અને બીજી બાજુ **સકીના**નો પ્રેમ, સ્ત્રી-ધનપર પુરૂષ થઇ નજર નાંખવાની ક્રુરતા, પુરૂષ તરીકેનું અભિ-માન અને એક ટેકીપણા વચ્ચે ઘડીભર યુદ્ધ મચ્યું અને તેમાં **સકીના**ના પ્રેમે વિજય મેળવ્યો. **સકીના**ની અંગત મીલ્કતપર કોઇ

પણ ભોગે હાથ નહિ નાંખવાનો પકકો ઠરાવ કરી અંતે એ નિશ્ચય કર્યો કે **આ** હાલતનું વર્ણન **શેશન** આગળ કરી મદદ માંગવી પણ—

**માંગવું મૃત્યુ સમાન છે પ્રાણીને માંગતા તો બધો મર્મ તુટે.**

ગણી તે પણ માંડી વાળ્યું. મારવાડી પાસેથી ડબલ નાણાની ચીઠી લખી આપી નાણાં ઉપાડવા વિચાર કર્યો, પણ અનેક ચીજો મારવાડીને ત્યાં પડી હતી અને મુદ્દલ કરતાં વ્યાજ વધી ગયું હોવાથી મારવાડી ભરૂંસો કરે એમ ન્હોતું. કદાચ શાખ માંગે તો શાખ કોની આપવી? વગેરે અડચણો આવી ઉભી એટલે એ વિચાર પણ મોકુફ રાખ્યો.

અવનવા વિચારો બાદ **શેશનને** સત્ય હકીકત જણાવી શું કરવું તે સલાહ લેવા સિવાય બીજો ઇલાજ ન જણાયો અને તેથી અંતે તેજ વિચારથી ઘર તરફ વળવા ઉઠયો.

પુલનો રસ્તો છેટે રહી જવાથી રેલ્વે ક્રોસીંગ ઓળંગી જવા વિચાર કર્યો અને તે તરફ ચાલ્યો. ઘરધણીના બંગલાના પાછલા ભાગ અને અન્ય મકાનની દિવાલ વચ્ચે એક નાની સરખી ગલી જેવો રસ્તો હતો જે રસ્તે **કરમાલી** ચાલ્યો.

અનેક તર્ક વિતર્ક કરતો **કરમાલી** આ ગલીમાં પ્રવેશ્યો. આ ગલી આશરે વીશેક વાર લાંબી અને દોઢેક વાર પ્હોળી હતી. અરધી ગલી ભાગ્યેજ પસાર કરી હશે એવામાં "સીસકાર" કર-

માલાને કાને પડયો. **કરમાલીએ** પાછા ફરી જોયું તો, એક ગોવાનીઝ આયાને છુપાતી લપાતી આવતી જોઇ. આયાએ એકદમ આવી એક પરબીડીયું કરમાલીના હાથમાં આપતાં કહ્યું:—

" ગ્રે ચીથી હમારાં શેથાની દીયા. લો."

આટલું ભાંગ્યું તુટયું બોલી, આયા આવી તેવી પાછી વીજળીના વેગે ચાલી ગઇ. આ બધું એટલી વારમાં બની ગયું કે શુ થઇ ગયું તે અંદાઝ કરવાનો **કરમાલીને** વખત ન મળ્યો. કવર ઉપર ફક્ત **"ખાનગી"** એટલા ત્રણ અક્ષર લખ્યા હતા. કવર અત્રે ફોડવાનું યોગ્ય નહિ ધારવાથી ગુપચુપ ખીસામાં સેરવી જાણે કાંઇ નહિ બન્યું હોય તેમ ચાલી નીકળ્યો. રેલ્વે ક્રોસીંગ વટાવી મોટા સરિયાન રસ્તાપર થઈ, સેન્ડહર્ડ રોડપર આવ્યો.

"ચીઠ્ઠીની અંદર શું બાબત હશે? ભાગ્ય ચક્ર કઇ તરફ દોરવી જશે? વળી કાંઇ નવી આફત તો નહિ હોય?" વગેરે શંકા ભરેલા વિચારોએ **કરમાલીને** આગળ વધતા અટકાવ્યો. એક મોટા વિશાળ હોટેલમાં તે પેઠો અને એક ખુણામાં એકલપેટાની માફક બેઠો. બોયને ચા અને કેક સ્લેસનો ઓરડર આપી આજુબાજુ નજર કરી, ખીસ્સામાંથી કવર કાઢયું. કવર ખોલતાં અંદરથી રૂ. ૧૦૦) ની ચલણી નોટ એક કાગળની ચીઠી સાથે પીન મારેલી નીકળી. **કરમાલી** વિસ્મય થયો. સવારનું સ્વપ્ન ઘડીભર નજર આગળ ખડું થયું. "**કોમદેવીગે** તો **કરમાલીનું** કઠોર ભાગ્ય જોઇ મદદ નહીં કરી હોય? કે ખુદાવન્દતાલાએ રહેમ કરી આયા રૂપમાં

ફીરસ્તો મોકલી દયા કરી નહીં હોય ?" વગેરે વિચારોથી **કરમાલી** ઘેરાવા લાગ્યો. એટલામાં "ચા"ના કપનો અવાજ આવતાં વિચાર સમાધીમાંથી તે જાગ્રત થયો. **કરમાલીયે** ચીઠી વાંચી. ચીઠી વાંચતાં તેના મુખ ઉપર અવનવા ભાવો જણાયા.

પ્રિય વાંચક ! **કરમાલીને** મળેલ આ કવર ઉપર "**ખાનગી**" શબ્દો લખાયેલ છે એટલે તે આપણને કદાચ વાત નહિ કરે, પણ આપણી વાર્તાના નાયક **કરમાલીના** સુખ દુઃખના ભાગીઆ આપણે તેના સમાગમ સુધી થયેલા હોવાથી કાગળ તો શું પણ તેના ગુપ્તમાં ગુપ્ત હૃદયના ખુણાની વાત જાણવાનો આપણને અધિકાર છે. માટે ગભરા નહિ. આવ ! જો.

આ પત્રના અક્ષરો કોઈ સ્ત્રીના હાથે લખાયેલ હોય તેમ અક્ષરોના મરોડ ઉપરથી જણાય છે. જો વાંચ શું લખ્યું છે—

" પ્રિય સજ્જન !!

આપને હું ઓળખતી નથી તેમ આપ મને નહિ ઓળખતા હો ! મેં આપને આજેજ જોયા છે તેમ આપ પણ મને આ પત્ર દ્વારા પહેલાંજ જુઓ છો.

આપ મારી જ્ઞાતીના એક મેમ્બર હોવાથી આપ તરફ મારી લાગણી ઉશ્કેરાય છે. આપ તરફ મારા વડીલે ઘણીજ કઠોરતા વાપરી છે. મારૂં અંતઃકરણ રેશમ જેવું છે. કઠોર કાળમીટમાંથી રેશમ નીપજવાનું આપે કદી નહિ સાભળ્યું હોય !! કઠોર હૃદયના

પીતાની નરમ દીકરીથી આપનું દુઃખ ન જોઇ શકાયું તેથી દયા લાગણીએ આ પત્ર લખવા પ્રેરી.

આપને નાણાનું દુઃખ છે એમ તપાસ કરતાં મને જણાયું છે અને તેથી આ સાથે રૂ. ૧૦૦) એક સોની ચલણી નોટ મોકલું છું, જે સ્વીકારશો

કીચડમાં પડેલું રત્ન પોતાનું તેજ છોડતું નથી પણ દરેક જણ પારખી શકે તેમ પણ હોતું નથી; એટલે આપને પીતાની કઠોરતા માટે ક્ષમા દ્રષ્ટિ રાખવાનું માંગી લઉં છું.

વધારે શું લખું.?! નાહાન હાથમાં રહેલી નાહાન કલમ આડી અવળી ચાલી ન જાય, એ ધાસ્તીથી આટલેથીજ વિરામું છું.!!

ગુરૂની ક્ષમા દ્રષ્ટિ અને સેવકની યાચના પરંપરાનો રીવાજ છે અને તે નિયમની યાદ આ જગોએ આપી શકું કે???

એજ અરજ.

લી૦

શું લખું!!!

**રે શ ન આ રા.**

નાજુક હાથથી લખાયેલ નાજુક પણ વાંકા ટેડા અક્ષરોએ **કરમાલીના** હૃદયમાં મોહ ઉત્પન્ન કર્યો.

તે મોહ કેવા પ્રકારનો હતો? તે જાણવાની વાંચક તને ઇચ્છા હોય તો, થોડો વખત થોભો જા. હાલ તો **કરમાલીને** મોડું થયું છે માટે જવા દે.

